-૩૪૯૪

# सुदामा अने कृष्णलीला नाटक.

રચનાર તથા છપાવી પ્રસિદ્ધ કરનાર

**જાની. દોલતરામ વિ. પ્રાણશંકર.**

**પાટણના.**



**અમદાવાદ**

રીચીરોડ ઉપર તુનનાર વલ્લીમદના મકાનમાં

બુલાખીદાસ નારણદાસે પોતાના

સત્યપ્રકાશ પ્રેસમાં છાપ્યુ.

સંવત ૧૯૪૪. સને ૧૮૮૮.

**કીમત ૫ આના.**

# પ્રસ્તાવના.

આ અખિલ દુનિયાંમાં મનુષ્ય પ્રાણી નાના પ્રકારની તૃષ્ણાઓમાં નિમગ્ન થઈને, તે તૃષ્ણાઓમાંજ બદ્ધ થાય છે. અને તે પરિપૂર્ણ કરવા માટે ઘણા ઘણા પ્રકારે યત્ન કરેછે. પરંતુ કહ્યું છે કે—

## દોહરો.

ત્રષ્ણા ત્રષ્ણા તુર કરે, વિશ્વ વિષે જન જાત;
ઈશ કૃપા વિન શું સરે, ત્રષ્ણાની શુભ વાત. ૧

પરિપૂર્ણ પર્ણથી ભરેલા વૃક્ષ ઉપરથી એક પાંદડુ સરખું પણ ઇશ્વરી હુકમ વગર પડી શકતું નથી, તેમ જગતનાં પ્રાણી માત્રની વ્યવસ્થા, રચના, અને સંભાવના કરવામાં પણ એ પવિત્ર વ્યવસ્થાપકની અકલકૃતિનું ગાંભીર્ય આપણને જણાઈ આવે છે. ટુંકામાં કહીશું તો આ દુનિયાંયંત્રમાં ઇત્યાદિ કોઇપણ કાર્ય પરમ કૃપાળુ નિયંતાના દાનાપણાનો એક નમુનો છે.

એવું સૃષ્ટિનિવાસી જનવર્ગે અવસ્ય સમજવું જોઇએ છીયે અને જાણવું જોઇયે કે તેની કૃપા વિના માણુસનું ધારેલું કોઈપણ કામ સુધરતું નથી. માટે મનુષ્ય વર્ગે તેની પ્રસન્નતા મેળવવા માટેના નીતિમાર્ગો પકડીને ધર્મને રસ્તે ચડવું એ ઘણું અવસ્યક છે કે જેથી તે રસ્તે જતાં ઇશ્વરના પવિત્ર પ્રેમનો લાભ પ્રાપ્ત થાય છે એ બાબતના દ્રષ્ટાંત હેવાલના નમુના દાખલ પ્રભુઅંશ કૃષ્ણે પોતાના મિત્ર

ને બતાવેલી અદ્‌ભુત લીલાનો સારાંશ નાટકરૂપે મારા સ્વદેશી અને ધર્મજીજ્ઞાસુ મિત્રોને જણાવવા હું દુરસ્ત ધારૂં છું, કે જે પામવાથી દયાળુ ઇશ્વરનો પોતાના ભક્તજનો ઉપરનો પ્રેમભાવ કેવો આનંદજનક હોય છે તે જણાઇ આવે છે.

વળી આ માયિક દુનિયાંમાં તેની માયાનો પ્રભાવ માનવના ચંચળ મનને કેવો ચમત્કારી દેખાવ આપે છે, અને તેથી મોટા જ્ઞાતા જનો પણ ભુલાવામાં પડીને પોતાના કર્તવ્યથી કેવા વિમુખ થાય છે તે દર્શનિક થશે.

મિત્રો, મારો આ પ્રયત્ન જો સાફલ્ય થશે તો હું એક અલ્પજ્ઞ જન આપનો અંતઃકરણપૂર્વક આભાર માનીશ.

મે. રા. રા. માસ્તર સાહેબ અંબાશંકર કાળીદાસ ભાઇએ મને આ કામમાં ઘણી સારી મદદ કરી છે તો હું એમનો અંતઃકરણપૂર્વક અતિ આભાર માનું છું.

( કર્તા. )

# पात्र रचना.

સુત્રધાર..............................નાટકમાં મુખ્ય માણસ.
વિદૂષક.................................. એક મસ્કરો.
સુદામા ..................એક બ્રાહ્મણ (કૃષ્ણનો મિત્ર.)
ઋષિપત્નિ................................ સુદામાની સ્ત્રી.
કૃષ્ણ ....................................જગત્કર્તા પ્રભુ.
નગરશેઠ...........................સિંધુબેટનો એક વણિક.
શેઠાણી ....................................નગરશેઠની સ્ત્રી.
ગુલાબખાં.................................નગરશેઠનો સિપાઇ.
મેંનાં.....................નગરશેઠની છોડી (સુદામાની સ્ત્રી.)
કુશળરામ......................................... કુળગોર.
હરપ્રસાદ.......................................... વિપ્રજન.
દેવાનંદ....................................... ”
લાડુભટ....................................... ”
સુરશા..................... સિંધુબેટમાં સુદામાનો છોકરો.
ગોવિંદરામ .................. ”
પીતાંબર..................... ”
કરમચંદ..................... ”
રાયચંદ...................... ”
ઝવેરદાસ............................ સિંધુબેટનો વણિક.
કસ્તુરશા............................ ”
કાળીદાસ ........................... ”
ઉમેદચંદ............................ ”

કપુરચંદ.......................... ”
કેસરશા.......................... ”
**પ્રભાશંકર** ..................... **સિંધુબેટમાંનો એક વૈદ્ય.**
ગંગાબાઇ..........................પ્રભાશંકરની **સ્ત્રી.**

સિંધુબેટનાં કેટલાએક ગ્રહસ્થો, જુવંતીયો વિગેરે લોક.



३४८४

# सुदामा अने कृष्नलीला नाटक.

## અંક ૧ લો.

પ્રવેશ ૧ લો.

### સ્થળ. રંગભુમી.

મંગળાચરણ.

( સર્વે પાત્રો ગુપ્ત, પછી સુત્રધાર ને વિદુષક. )

### રાગ કલ્યાણ.

(શ્રી જગતપતિ પ્રભુ આપ સન્મતિ.) એ રાગ.

સર્વપાત્રો--પ્રભુ તમ પતી, દયાળુ છો અતી;
કર પસારી આજ હું, કરૂં છું વીનતી. (ટેક.)
મેહેરબાન સાહેબો આજે, પધારિયા આ દ્વાર;
માટે વિનતી કરીએ આજે, કૃપા કરો આ વાર. પ્રભુ.
શૌર્ય સંપ સંપત સદ્‌વિદ્યા, અને અતિશે જ્ઞાન;
પૃથ્વી ઉપર વાસ કરીને, અધિક પામો માન. પ્રભુ૦
આર્યબધુઓ સુસ્ત થયા છે, બળ ચાતુર હીણ તેહ;
કૃપા કરીને પ્રબળ કરજો, માગું છું હું એહ. પ્રભુ૦
તારૂં નાટક કરીએ આજે, મેહેર અમોપર થાપ;
પાત્રજનોમાં વાસ કરીને, કષ્ટ અમારાં કાપ. પ્રભુ૦
આપ તું દીર્ઘાયુશ નિરંતર, જગપાલક હે નાથ,
વિનતી આજે કરીયે અહિયાં, જુગલ જોડીને હાથ. પ્રભુ૦

અતિ અજ્ઞાન છે નાટક પાત્રો, જાણે તું તો ઇશ;
તુજ મદદથી હાગ ધરીએ સ્હાય થજો જુગદિશ. પ્રભુ૦
ભુલ ચુક નવ આવે માટે, વિનતી કરીયે આજ;
આ વેળા વંદન કરીએ જે, પૂર્ણ થાય આ કાજ. પ્રભુ૦
પ્રયાસ પેહેલો છે આ મારો, તે જાણે હે ઇશ;
આજે સ્હાય કરો અમને અહીં, કૃપા કરી જગદિશ.
આ લઘુ નાટકની અંદર છે, સુદામાની વાત;
સુદામા પુરમાં રહેનારો, બ્રાહ્મણ તેની જાત. પ્રભુ૦
અલ્પમતિથી આરંભ્યું છે કામ અગાધ બહુ;
નિર્વીઘ્ને કરશોજી પુરણ, શુભ વરદાન ચહુ. પ્રભુ૦

## લાવણી.

હે પરમેશ્વર, ( ૨ ) તમો મેહેર કરો મહારાજ;
નાટકની રચના કરૂંછું, અલ્પ બુદ્ધીથી આજ. ૧
હું કરૂં વિનતી, ( ૨ ) ધરજો મનની સાથ;
સ્હાય કરો હે શ્રી હરી, તમને કહું છું જગનાથ. ૨
જો સ્હાય કરો, ( ૨ ) તો પૂર્ણ થાય આ કાજ;
આ વિનતી તો સાંભળીને, ધરો ઉરે મહારાજ. ૩

## ગિતી.

સ્હાય કરો જગનાથ, કામ મારૂં તો થાય નકી આજ;
હર્ષ ધરી ચીત સાથ, કામ આજ તો કરો મહારાજ. ૧

સુત્રધાર—(બહાર આવી) અહાહાઃ હે સ્વદેશી અને સ્વધર્મા ચરણી આર્ય ગ્રહસ્થો, આપને અત્રે આ વખતે ઘણી ખુશીમાં બેઠેલા જોઇ હું ઘણોજ આનંદીત થાઉં છું અને

આ માંગલીક સમયે શ્રી કૃષ્ણ પ્રભુએ પોતાના મિત્ર સુદામાને પોતાની અદ્‌ભુત લીલા બતાવી હતી તેનો ચમત્કારિ દેખાવ આ લઘુ નાટક રૂપે ભજવી બતાવવા આપ સાહેબોની રજા માગુંછું.

વિદુઃષક—(એકદમ પ્રવેશ કરી) ચુપ, ચુપ, ચુપ.

સુત્રધાર—(ચમકીને) અરે વળી આ કોણ આવ્યું (ચાસન) ચાલ તેને પુછું જોઈએ (પ્રકાશ) ભાઇ તું કોણ છે.

વિદુઃષક—આંખે આંધળો છે કે દેખતો નથી?

સુત્રધાર—નારે ભાઈ હુંતો સર્વને દેખુંછું.

વિદુઃષક—ત્યારે તું મને કેમ દેખતો નથી? જો તું દેખતો હોત તો મને પુછતજ કે ભાઇ તું કોણ છે? માટે હું તો જાણુંછું કે તું આંધળો છે.

સુત્રધાર—ભાઈ હું તને દેખુંછું તો ખરો પરંતુ તારો વેશ કોઇ અજાએબ જેવો છે તેથી હું આપને બરાબર ઓળખી શકતો નથી.

વિદુઃષક—તારાથી મારો વેશ શું જુદો છે? શું તારે પુછડું છે ને મારે નથી? એમ હોય તો તું જાણે.

સુત્રધાર—હા ભાઇ તે તો સમજ્યો કે તું કોઇ માણુસ છે પણ ભાઈ તું અહીં કેમ આવ્યો છે?

વિદુઃષક—આ ફક્કડ અહીં મોદક મારવા આવ્યા છે.

સુત્રધાર—ભાઇ તેં શાથી જાણ્યું કે અહીં જમવાનું છે?

વિદુઃષક—આ ભાઇસાહેબ બજાર તરફ હવા મારવા જતા હતા તેવામાં આ જગ્યોએ ઘણોજ શોરબકોર સાંભળ્યો તેથી બંદાએ જાણ્યું કે આજ અત્રે બખાં છે ખરાં, તેનું જા-

ણી હું અહીં આવ્યો છું. પણ અરે ભાઇ મેં તો તને બજારમાં એક વખત બડા રોફમાં જોયો હતો.

સુત્રધાર—તેં વળી મને બજારમાં ક્યાં જોયો હતો?

વિદુ:ષક—તને રીસ ન ચડે તો કહું! ( હસે છે. )

સુત્રધાર—કહે ભાઇ મને રીસ ચડવાનીજ નથી.

વિદુ:ષક—જો ત્યારે સાંભળ, તારી સાથે ચાર પોલીસના સીપાઈ હતા અને આપ તો પગમાં દોઢ દોઢ મણનાં લોઢાનાં સાંકળા પેહેરી માથે એક કાળી કામળી ઓઢીને આપ સાહેબ રોફ મારતા જતા હતા કેમ?

સુત્રધાર—ભાઇ મેં તો એકે વખત કોઈપણ ગુનાથી બેડીયો પેહેરી જ નથી, ને તુ આ શું કહેછે!

વિદુ:ષક—હા, મારા દોસ્ત હા, હું બેડીયો ક્યાં કહું છું, હું તો લોઢાનાં સાંકળાં કહુંછું (ખુબ હસેછે) પણ હવે હું રજા લઉંછું.

સુત્રધાર—અરે તું શાની રજા લે છે?

વિદુષક—માકડાં રમાડવાની.

સુત્રધાર—તને માંકડાં રમાડતાં પણ આવડે છે શું?

વિદુ:ષક—અમને તો શી ખબર આવડે કે નહીં? પણ જો તારે શીખવું હોય તો એક તડાકામાં શીખવી દઊં કેમ?

સુત્રધાર—ના ભાઇ, મારે તો કાંઈ શીખવું નથી પણ મારી વાત તો સાંભળ.

વિદુ:ષક—તું કહે વાત પછી હું મારૂં તને લાત, પછી.

સુત્રધાર—બસ કર, પણ ભાઇ હવે તારૂં નામ શું તે કહે.

વિદુ:ષક—ભાઈ તારૂં નાગ શું?

સુત્રધાર—અરે તું આગ કેમ બોલે છે?

વિદુ:ષક—તેં એમ કહ્યું કે ભાઇ તારૂં નાગ શું તે કહે, એટલે

મારે એ શબ્દ તને બોલી સંભળાવવા તેજ ના?

સુત્રધાર—ના ભાઇ, હું તેમ નથી કહેતો; હું તો કહું છું કે તારૂં નામાભિધાન શું?

વિદુ:ષક—ત્યારે એમ બાશને, પણ તું જાણતો હઇશ કે પેહેલી તારી જુઆની લગી પણ તેનો કદી બનવાનુંજ નથી પેહેલાં તમે તમારૂં નામ કહો પછી મારો વારો.

સુત્રધાર—ભાઇ હું મારૂં નામ કહું પછી તું તારૂં કહિશ?

વિદુ:ષક—આઇની મરજીમાં આવે તો કહે નહિતો નાયે કહે.

સુત્રધાર—ભાઇ મારૂં નામ સુત્રધાર છે,

વિદુ:ષક—શું સુતરધાર. સુતર=સુતરનો દોરો+ધાર=ધારણ કરનાર એટલે દોરો બનાવનાર પીંજારો તું તેજ કે?

સુત્રધાર—નહીં ભાઇ, સુત્ર=શ્લોક+ધાર=ધારણ કરનાર એટલે શ્લોક વિગેરે પદ્યનો બનાવનાર.

વિદુ:ષક—ચાલ ત્યારે હવે હું મારૂં નામ કહું.

સુત્રધાર—ભાઇ કહો તો ઘણું સારૂ કે જેથી ઉતાવળ થાય.

વિદુ:ષક—સાંભળ બે કાને હાથ દઇ બે આંખેથી સાંભળ, એક તો તીસ્મારખાંનો ઈલકાબ મેળવ્યો છે.

સુત્રધાર—ભાઇ તીસ્મારખાંનો ઈલકાબ શી રીતે મળ્યો?

વિદુ:ષક—એકવાર આ ફુકડે ત્રીસ માખીઓને એક તડાકામાં મારી નાખી હતી તેથી એ ઇલકાબ મળ્યો છે, બીજો માંકડમારનો ઇલકાબ પણ તેજ રીતે મળ્યો છે. પણ હવે મારૂં ખરૂં નામ કહું?

સુત્રધાર—ભાઇ કહો તો ઘણું સારૂ.

વિદુ:ષક—એક તો નત ભુખ્યો.

સુત્રધાર—ખરેખર માથાકુટીયો માણસ જણાય છે, ભાઇ તને લોક જે કહીને બોલાવતા હોય તે કહે.

વિદુઃષક—ત્યારે મારૂં નામ એ.

સુત્રધાર—અલ્યા એ તે કોઇનું નામ હોય?

વિદુઃષક—મારી બાયડી મને એ કહીને બોલાવે છે તેથી મારૂં નામ એ.

સુત્રધાર—ભાઇ તારી ફોઇએ જે નામ પાડયુ હોય તે કહે.

વિદુઃષક—લે ત્યારે તેજ કહું, તળાવે તરસ્યો ને વેળાયે ભુખ્યો.

સુત્રધાર—ભાઈ મારૂં તો માથું પણ દુખવા આવ્યું.

વિદુઃષક—લે ભાઇ હવે તો ખિસ્સામાંથી કાઢીને કહું. એક તો વિદુઃષક, જંગલી, વનચર ઇત્યાદી હજારો નામ છે; પણ જો તે બધાં કહું તો તું ગભરાઈ જાય માટે મુખ્ય મુખ્ય કીધાં છે તેમ જાણજે.

સુત્રધાર—ભાઈ તુંતો કોઈ મશ્કરો જણાય છે.

વિદુઃષક—હાજી, મશ્કરી કરવી એતો મારૂં કામજ છે. તેમ આશ્ચર્ય પમાડવાનું કામ પણ મારૂંજ છે; માટે આ ભાઈને વિચાર કરીને બોલાવજે.

સુત્રધાર—ભાઈ મારે તારા જેવાનોજ ખપ છે. શ્રી કૃષ્ણ પ્રભુએ પોતાની અદ્ભુત લીલા સુદામાને બતાવી હતી તેનો આબેહુબ દેખાવ આજે આ સદ્ગ્રહસ્થો આગળ ભજવી બતાવવો છે તેમાં તુ મને મદદગાર થઇ ટેકો આપીશ?

વિદુષક—હું તને ટેકો તો આપું પણ તું મને શું આપીશ?

સુત્રધાર—તું જે કહે તે તને જમાડિયે, પછી કાંઇ?

વિદુઃષક—ચાલ ત્યારે સાંભળ, ગમેતો દુધપાકપુરી કર, ગમ તો

કેળાં રોટલી કર, ગમેતો શીરાપુરી કર અને ગમતો ગોળ મરોળ લાડવા કર અને તેય ન ગમતો ઊંચે ટંખે ચઢીને ધસણી કર. તારી મરજીમાં આવે તે કર.

સુત્રધાર—ચાલ તને લાડવા જમાડીશું પણ તું વખતો વખત આવીને આ સભાસદોને તારો મુખરસ દેખાડ.

વિદુ:ષક—પેહેલાં તુંતો મુખરસ લે. (એમ કહી તેવા હાથમાં થુંકવા જાય છે).

સુત્રધાર—અરે બેવકુફ તારી પાસે આવી ગરબડ છે કે?

વિદુ:ષક—અરે ભણુવકુફ મારી પાસે તો એવી કલબલ છે કે તારા વડાવાના વડાવા પણ પોકાર્યાંજ કરે

સુત્રધાર—ચાલ ચાલ ડોળ, મેલીદે અને પાત્રોને પ્રવેશ કરાવ.

વિદુ:ષક—ભાઇ મારે તો પાતરો લાવવી નથી કારણકે તેમાં તો પૈસા જોઇએ અને આપણે તો—

## મનહર છંદ.

ઘરમાં ન ધંટી બંટી વિના બાળ પાડે બુમો
બૈરીયો બીચારી ચીંથરે બેહાલ ચાલેછે
દિન ઉદયાસ્ત થતાં સુધી શુરા છોકરાઓ
ચપટી ચપટી રટી રટી તેને આલેછે
શાક ઘી સહીત ઘેર સાંસા પડે શીરાવાનાં
પધરાવે પરઘેર ત્યારે ભલૂં બાળેછે
વાળ વધ્યા પણ પાઇ મળે નહી મુડાવાને
એવી રીતે માત્ર ખાલી ઘરમાંહી મ્હાલેછે.

માટે એ મારા ગરીબનું ગજુ નહી તેતો આપના જેવાને

જ શોભે.

સુત્રધાર—બાઇ હું કાંઇ પાતરો કેહેતો નથી હું તો પાત્રો કહુંછું, પાત્રો એટલે નાટકમાંના માણસો કેહેવાય.

વિદુ:ષક—ત્યારેતો બહુ સારૂ મારી ખાસડાંને કાઢું બહાર પણ તે લોક ક્યાં ભરાઇ પેઠાછે તે મને મેહેરબાની કરી બતાવીશ?

સુત્રધાર—હા ચાલ બતાવુંછું પણ બાઇ હવે જલદી થાય તેમાં સારૂ કારણકે હવે નાટક શરૂ કરવાનો વખત થઇ ગયોછે અને સભાજનો આકળા થયાછે.

વિદુષક—એ બધુંતો ખરૂં પણ મારે જમવા માટે ઝટ તઈયાર થાય તેમ કરજો કારણકે મને ભુખપણ બહુ લાગીછે.

સુત્રધાર—હા હું અહીથી જઇને તેજ કરૂંછું તું શાંત રેહેજે.

(જાય છે.)



प्रवेश २ जो.

## સ્થળ સુદામાનું ઘર.

સુદામા, ઋષિપત્નિ અને કૃષ્ણ.

સુદામા—પ્રિયા, આપણે હાલ શ્રી કૃષ્ણ પ્રભુના પ્રતાપથી નવે નિદ્ધ અને અષ્ટમા સિદ્ધ થઇ છે.

ઋષિપત્નિ—હા પ્રાણનાથ તેની કૃપાથીજ આપણે લીલા લેહેર છે.

સુદામા—(કૃષ્ણને આવતા જોઇને) પધારો મહારાજ આસનપર બીરાજો. (બેઠા પછી) મહારાજ જળ પીશો થોડું લાવું?

કૃષ્ણ—થોડું લાવો મિત્ર.

સુદામા—(સ્ત્રીને) પ્રિયા એક ચોખ્ખા પાત્રમાં લાવ.

ઋષિપત્નિ—લાવું પ્રાણનાથ. ( લાવી આપે છે. )

સુદામા—મિત્ર, જળપાન કરો. (કૃષ્ણ પીએ છે.)

## લાવણી.

( હે સદ્‌ગ્રહસ્થો અવધપુરના ) એ રાગ.

કૃપા કરી પધાર્યા આજે મેહેર ધરી મારા ગ્રહમાંહ્ય;
પધારવાનું કારણ શું તે, મુજને આપ જણાવો આંહ્ય.
કામ કાજ મુજ સરખું હોય તે, કૃપા કરી ફરમાવો આપ;
રંક મિત્રને ઘેર પધારી, બાળી નાંખ્યાં સર્વે પાપ.

મહારાજ મારા સરખું કામકાજ હોય તે ફરમાવો આ આપનો દાસ સેવામાં હાજર છે.

કૃષ્ણ—કાંઇ કામ તો નથી પણ મિત્ર આપણે ઘણા દિવસથી ભેગા થયા નહતા? માટે આપને મળવા સારૂજ આવ્યો છું.

સુદામા—(ચાસન) આહાહાઃ શી પ્રીતી! ( પ્રકાશ ) મહારાજ આ રંક મિત્રને ઘેર પધારી આપે ઘણી મેહેર કરી.

કૃષ્ણ—અરે મિત્ર એમાં મેહેર શાની! એતો દોસ્તનો ધર્મજ છે માટે એમાં કાંઇ મેહેર કહેવાયજ નહીં (જરા રહીને) મિત્ર હવે હું રજા લઇશ.

સુદામા—નહીં નહીં, આજે જમ્યા વિના જવાય નહીં માટે જમ્યા પછી આપ સુખેથી જજો.

કૃષ્ણ—હું ઘેરથી જમીનેજ નીકળ્યો છું મિત્ર.

સુદામા—ગમે તેમ હોય પણ અહીંથી આજે જમ્યા સિવાય જવાય નહીં (સ્રીને) પ્રિયા, રસોઇ કર.

ઋષિપત્નિ—કરૂંછું પ્રાણનાથ. ( જાય છે.)

સુદામા—અહો મહારાજ આપે મારા સારૂ બહુ તસ્દી લીધી.

## બનજારાની લાવણી.

આવો વખત આવ્યો સારો તે આશ્રય પ્રભુજી તારો. (ટેક.)
હું દરિદ્રી ઝાઝો કહાવું, અંન ઉદક ક્યાંથી ખાઉં;
એવે આપ્યો બચવાનો વારો, તે આશ્રય પ્રભુજી તારો. આ૦
કરી સહાય તે વેળા ઝાઝી, તેથી સ્તુતી કરૂં તુજ ગાજી;
થયો ઉદય હવે તો મારો, તે આશ્રય પ્રભુજી તારો. આ૦
મુષ્ટી તાંદુળ લેઇ બચાવ્યો, તુર્ત મને નહીં સમજાવ્યો;
મુને હતો ભરૂસો તારો, તે આશ્રય પ્રભુજી તારો. આ૦
શી ગતી મારી તો થાત, વણ મોતે મરી હું જાત;
તું મિત્ર મારો અતી સારો, તે આશ્રય પ્રભુજી તારો. આ૦
કહું ઝાઝુ શું હું તુજને, કીધો આભારી અતી મુજને;
તું નહીં મારાથી ન્યારો, તે આશ્રય પ્રભુજી તારો. આ૦

અહો મિત્ર આપે મારા ઉપર બહુજ ઉપકાર કર્યો છે હું તેનો બદલો શી રીતે વાળી શકીશ?

કૃષ્ણ—એમાં ઉપકાર શાનો, મિત્ર છીએ તેથી એકબીજાના દુઃખમાં ભાગીયા થવુંજ જોઇએ.

સુદામા—બરાબર છે મિત્ર તેમજ રાખવું જોઇએ.

## श्लोक.

(आतुरे व्यसने व्यासे, दुर्भिक्षेशत्रुसंकटे ॥
राजद्वारे स्मशानेच, यस्तिष्ठतिसबांधवाः॥ १॥)

(અર્થ) - રોગ થયો હોય તે વખતે, દુકાળની વખતે અને દુસ્મનની સાથે લડવાની વખતે અને રાજ્ય દરબારમાં તેમજ સ્મશાનમાં જે આપણને નહીં છોડે તેજ ખરો બંધવ જાણવો.

કૃષ્ણ—બરાબર છે મિત્ર તેમજ રાખવું જોઇએ નહિતો પછી મિત્ર શાના?

સુદામા—મિત્ર હું રસોઇની ખબર કરી આવું. અને જો થોડી વાર હોય તો આપણે નદીએ જઇ સ્નાન કરી આવીએ.

કૃષ્ણ—બહુ સારૂ, જોઇ આવો મહારાજ.

સુદામા—મહારાજ હવે થોડીજ વાર છે કારણકે બધી રસોઇ તૈયાર થઇ ગઇ છે ફક્ત આશરે અધશેરેકની રોટલી બાકી રહી છે માટે ચાલો.

કૃષ્ણ—હા ત્યારે ચાલો, પણ નહાઇને પેહેરવાનાં વસ્ત્ર લેઇ લ્યો.

સુદામા—મિત્ર એતો આ લીધાં (બતાવીને) માટે ચાલો જલદી પધારો મહારાજ.

કૃષ્ણ—હા ચાલો ત્યારેતો. ( જાય છે. )

---

प्रवेश ३ जो.

## સ્થળ. નદીનો રસ્તો.

સુદામા અને કૃષ્ણ.

સુદામા—મહારાજ, આપને મારે એક કહેવાનું છે.

કૃષ્ણ—જે કહેવાનું હોય તે સુખેથી કહે મિત્ર.

સુદામા—આપ જો મારો શુકન પાળો તો કહું નહીંતો કહ્યું શાકામનું?

કૃષ્ણ—તમે જે કેહેશો તે કરીશ; મિત્ર સુખેથી કહે.
સુદામા—ત્યારે મહારાજ સાંભળો.

## રાગ રામગ્રી.

મિત્ર મારા કહું આજ તે, ધરજે મન સાથ;
કરગરી કહું છું આજ હું, તને હે જગનાથ. મિત્ર૦ (ટેક)
લોકો તારી લીલા તણી, કહે છે બહૂ વાત;
તે મને આજ બતાવ તું, પ્રભુ હે જગતાત. મિત્ર૦
અકળ લીલા બહૂ ભારી છે, તેવું સાભળું ભૂપ;
આટલી માહરી વીનતી, ધર દીલમાં તૂય. મિત્ર૦
વિનતી આટલી સાંભળી, કરો માહરૂ કાજ;
મિત્રનું કામ જાણો તમો, પ્રભુ હે મહારાજ. મિત્ર૦

મહારાજ આ રંક બ્રાહ્મણનું આટલું કામ કરો હું તે વાત કોઇને નહીં કહું. (વિગેરે કાલાવાલા કરે છે.)

કૃષ્ણ—મિત્ર, તે જોવામાંતો બિલકુલ માલ નથી માટે તે હઠ જવા દે
સુદામા—નહીં મહારાજ મને તો આજે તે બતાવો.
કૃષ્ણ—અરે હું ઠીક કહું છું. ભાઇ આ વાત તમે જવાદો.
સુદામા—મહારાજ આપણા બે સિવાય બીજું કોઈ જાણશે નહીં કારણકે આટલામાં આપણા બે સિવાય બીજું કોઈ નથી માટે આટલું કામ તો કરો મિત્ર.
કૃષ્ણ—ભાઈ જો તું તે જોઇશ તો ઘણોજ દુઃખી થઇશ માટે—
સુદામા—છો હું ગમે તેટલો દુઃખી થતો પણ મહારાજ આજે મને તેતો બતાવોજ.
કૃષ્ણ—ઠીક છે મિત્ર તમે ચાલોતો ખરા.
સુદામા—બહુ સારૂ મહારાજ ચાલો ત્યારે.

કૃષ્ણ—હા, ચાલો. ( જાય છે. )

प्रवेश ८ थो.

## સ્થળ. નદી.

સુદામા અને કૃષ્ણ.

સુદામા—મહારાજ હવે મને પેલું બતાવો.

કૃષ્ણ—તારી નકામી હઠ છોડીદે મિત્ર ! ઠાલો મુમત શાસારૂ કરેછે.

કૃષ્ણ—નહી નહીં મિત્ર આમ કહી મને નિરાશ ન કરો. અને મને તે બતાવો.

કૃષ્ણ—અરે તું તારી ગાંડી હઠ જવાદે.

સુદામા—ના હું તે કશું માનવાનો નથી મારે—

કૃષ્ણ—લે ત્યારે જોવીજ છે તો ભલે પણ તેમાં તું સારાં ફળ નહીંપામ

સુદામા—ગમે તે હોય પણ મને તો આજે બતાવોજ.

કૃષ્ણ—ચાલો ત્યારે જુઓ કે આ કાંઠેથી સામે કાંઠે આપણા બે-માંથી વહેલો કોણ જાય છે?

સુદામા—ઠીક છે ત્યારે ચાલો જોઇએ.

કૃષ્ણ—હીંડો ત્યારે મારો ભુસ્કો.

( બંને જણ ભુશકા મારેછે. કૃષ્ણે આગળ જઇ સુદામા નદીમાં ડચકાં ખાતા હતા તેમને દરિયામાં હડશેલી મેલે છે ).

---

प्रवेश ९ मो.

## સ્થળ. દરિયો.

સુદામા એકલો.

સુદામા—(બે ઘડી સુધી પાણીમાં આથડી પછી પાણી ઉપર આવી)

અહો પ્રભુ! મારૂં ઘર કયાં ગયું અને મિત્ર કૃષ્ણ કયાં જ-
તા રહ્યા ( દરિયો જાણી ) અરે જયાં હું પ્રિયાને રસોઇ ક-
રવાનું કહી નહાવા આવ્યો છું ને નદીમાતા પણ કોણ જાણે
કયાં જતાં રહ્યાં અને હું અહીં આ મધ્ય સમુદ્રમાં કયાંથી
આવ્યો! હર હર! હવે મારી શી ગતી થશે? (પશ્ચાતાપ કરેછે)

## ઇશ્વર સ્તુતિ.

( અરે ઓ ઈશ હવે શું થાય, ) એ રાગ,
અરે જગદીશ, તુંતો કર સહાય;
નહીં તો આ વેળા પ્રાણ મુકાય. ૧
દીન બ્રાહ્મણની તું, ધરજે દયા;
દયા ન ધરે તો પ્રાણજ ગયા. ૨
ભક્ત વત્સલ, તુંતો છે હે કૃપાળ;
આ વિપ્રને સહાય તું કર હે દયાળ. ૩

## દોહરો.

જયજય જગદિશ જગપતી, તું જગપાળ દયાળ;
દિન બ્રાહ્મણનો સહાય તો, કરજે તુંજ કૃપાળ. ૧

## રાગ રામગ્રી.

કૃષ્ણ હે મારા મિત્ર તું, કર મુજને સહાય;
જો ન કરે સહાય આજ તો, મારો જીવજ જાય. કૃ૦
કરગરીને કહું તુજને, ધર દીલમાં આજ;
દયા ધરીને ઊગાર તૂં, પ્રભુ હે મહારાજ. કૃ૦
ઝાઝું કહું શું હું તુજને, મિત્ર મારા આ વાર;
આજ ઉગાર ભાઈ મને, પડયો દરીઆ મોઝાર. કૃ૦

મિત્ર મારા તું ક્યાં ગયો, એકલો છું હું આજ;
રંકનું કામ કરો તમો, આજ તો મહારાજ. મિ૦
હું આજે અતી વલવલું, જાણે છે પ્રભુ તૂય.
પ્રાણ મારા તો જશે અહીં, તેથી કરગરૂં હુંય. મિ૦

## દોહરા.

જય પ્રભુ અશરણ શરણ તું, હરકત હરણ હરેક;
સહાય કરો આ વિપ્રને, અરજ સુણો આ એક ૧
આ વેળા ઉગાડ તું, આભારી બહુ થાઉં;
માટે વિનતી સાંભળો, ગુણ તમારા ગાઉં. ૨

હે પ્રભુ તારા વિના મને ઉગારનાર હવે કોણ છે કોઈ નહીં (એમ કહી અતીશય પશ્ચાતાપ કરેછે તેવામાં ત્યાંથી જરા છેટે એક બેટ નજરે પડવાથી ) ચાલ આ કાંઈ બેટ જેવું જણાયછે ત્યાં જાઉં જો ઈશ્વર ઇચ્છાથી બેટ હોયતો ઘણુંજ સારૂ થાય.

( જાય છે )

---

પ્રવેશ ૬ ઠો.

## સ્થળ. સિંધુબેટ.

સુદામા અને નગરશેઠ.

સુદામા—અહાહા: બેટની અંદર આ શેહેર વળી કેવું સુંદર છે અહો પ્રભુ !!:

## અનજારાની લાવણી.

શી ગતી પ્રભુજી તારી, નહીં કળી શકે મતિ મારી. (ટેક.)

ક્યાં રેહેવા તણું મુજ ઘર બાર, ક્યાં પુત્ર અને મુજ નાર;
નક્રી રડી મરશે પ્યારી, નહીં કળી શકે ગતિ મારી. શી૦
કૃષ્ણ મિત્ર ગયો ક્યાંય, નથી આવતો નજરે આંય;
ક્યાં નદી માતા મારી, નહીં કળી શકે ગતિ મારી. શી૦
શા રીતથી દરિયે આવ્યો, ત્યાં બેટ તેં બાઇ બતાવ્યો;
નહીંતો પામત દુઃખ ભારી, નહીં કળી શકે ગતિ મારી. શી૦
સિંધુબેટમા હું તો આવ્યો, મિત્ર તેંતો મુજને બચાવ્યો;
નક્રી આવિતી મરવાની વારી, નહીં કળી શકે મતિ મારી. શી૦
શા શેહેર તણા દરવાજા, માંહી તોપના મારગ ઝાઝા;
કરી શોભા અતિશે સારી, નહીં કળી શકે ગતિ મારી. શી૦
શો ચૌટાં તણો દેખાવ, અતી લોક તણો ભરાવ.
લાગે લોક અતી સુખકારી, નહીં કળી શકે ગતિ મારી. શી૦

અહો આ શેહેરની બાંધણી કેવી સુંદર છે?

નગરશેઠ–(આવી સુદામા પગે પડીને) અહો પ્રભુ! આપ ભલે પધાર્યા, આપે આ નગરીમાં પગલાં કરી નગરીને પાવનકરી તેમજ હવે આપ મારે ઘેર પધારી મારા ઘરને પાવન કરો મહારાજ.

સુદામા––ચાલો શેઠજી આવીએ છીએ; પણ શેઠજી, અહીંથી સુદામાપુરી કેટલે છેટી હશે?

નગરશેઠ––મહારાજ, અહીંથી સુદામાપુર જતાં વીશ વર્ષ થાય છે. અને વળી ત્યાં જનારાં વહાણ પણ હાલ તઇયાર નહીં હોય કારણકે અત્યારે તે તે નગરી તરફ ગયાં છે.

સુદામા––ત્યારે તે પાછાં ક્યારે આવશે? શેઠજી.

નગરશેઠ—આજ વીશ દીવશ થયાં અહીંથી તે વહાણ નીકળ્યાં છે અને ત્યાં જઇને પાછાં આવતાં સુધી ચાળીસ વર્ષ લાગશે

અને પછી તમને ઘેર પોહોચતાં વીશ. એટલે કુલ સાઃ વર્ષ પછી તમે તમારે ઘેર જયો.

સુદામા—(સ્વગત) ત્યારે તો ભોગ ગળ્યા. કારણકે આપણે કોને ઘેર જઇને રેહેવું, કયાં ખાવું? અને વળી જાતે બ્રાહ્મણ છીએ એટલે કોઇનું ગરજે પણ નહીં (પ્રકાશ) અહો પ્રભુ! હવે હું કયાં જઊં ને શું કરૂં! હરહર! નારાયણ, નારાયણ, નારાયણહર—

નગરશેઠ—મહારાજ, આપ કશી વાતની ચિંતા કરશો નહીં. સૌ સારાં વાનાં થશે. હું આપને ખાવાપીવાનું પુરૂપાડીશ, અને આપને રેહેવાને સારૂ એક મોટું ઘર આપીશું.

સુદામા—ત્યારે બહુ સારૂ શેઠજી! પ્રભુ તમારૂં કલ્યાણ કરો.

નગરશેઠ—ચાલો ત્યારે ઘેર પધારો મહારાજ.

સુદામા—ચાલો શેઠજી. ( જાય છે. )

---

प्रवेश ७ मो.

## સ્થળ. નગરશેઠનું ઘર.

નગરશેઠ, સુદામા, શેઠાણી, તથા ગુલાબખાં અને કુશળરામ.

નગરશેઠ—મહારાજ આજે મારે ઘેર પધારી આપે બહુ તસ્દી લીધી.

## રાગ સીતાનાજી મહીનાનો.

પ્રભુ પધાર્યા મારે ઘેર, તમો આ વાર તો;
કરી પાવન મારૂ ધામ, કીધો ઉપકાર તો. ૧
આપ પધારવાથી થાઊં, બહુ હું ખુશી અહીં;
રસોઈ કરવાનું આજ, આનું પ્રિયાને કહી. ૨

જાણ્યાં આપનું નામ, ને ઠામ અહીં તમે;
આપ પધારવાથી આજ, કૃતાર્થ થયાં અમે  ૩

**રાગ સદર.**

સુદામા— ભાઈ બ્રાહ્મણ છે મુજ જાત, સુદામા નામ છે.
સુદામા નગરીનો માંહ્ય, નકી મુજ ધામ છે.  ૧
આપે કીધો અતિ ઉપકાર, કે લાવ્યા અહીં મને;
પ્રભુ પાસે માગું આ વાર, સુખી રાખ તેમને.  ૨
એવો આશીરવાદ હું આજ, આપુંછું આપને;
પુરશે હરી દીલની આશ, નસાડશે પાપને.  ૩
મહારાજ, પ્રભુ તમારી જય કરો.

નગરશેઠ——તથાસ્તુ મહારાજ. બહુ સારૂં ભાઇ જુઓ કે મારે એક દીકરી છે તે હું આપનેજ પરણાવીશ.

સુદામા——અરે એ શું બોલોછો શેઠજી? તમારી વાણિયાની કન્યા તે મારાથી પરણાય?

નગરશેઠ——આ ઠેકાણે તો બ્રાહ્મણ સાંધ્ર સર્વે સરખાજ છે માટે કાંઈ હરકત નથી (સીપાઇને હાક મારી) અરે ગુલાબખાં.

ગુલાબખાં——હાં સાબ હાજર હું કયા હુકમ?

નગરશેઠ——જાઓ અને જલદી કુશળરામ ગોરને બોલાવી લાવો

ગુલાબખાં——જાતાહું સાબ, અભીકે અભી બોલા આઉં (જાયછે.)

નગરશેઠ.—(સ્ત્રીને) અલી એ સાંભળે છે કે?

શેઠાણી——(શેઠ પાસે આવી) આ આવી શું કહોછો?

નગરશેઠ——જો આ સુદામાપુરીના બ્રાહ્મણ છે. તેની સાથે આપણી મેનાંનાં લગ્ન કરીએ છીએ, બોલ તારી શી મરજી છે?

શેઠાણી-જે તમારી મરજી એ મારી મરજી. ચાલો ગોરને બોલાવો.
નગરશેઠ—એમને બોલાવવા માટે ગુલબખાંને મોકલ્યોછે તે હમણાં આવશે માટે હવે તમે ઘરમાં જાઓ .(જાયછે.)
નગરશેઠ—(ગોરને) પધારો મહારાજ.
ગુલાબખાં—એ ગોર મહારાજ આયેંસાબ.
કુશળરામ—શેઠજી મારૂં શું કામ પડયું હતું?
નગરશેઠ—મહારાજ આ જે બેઠા છે તે સુદામાપુરીના બ્રાહ્મણ છે તેમની સાથે આપણી મેનાંનાં લગ્ન કરવાં છે તેટલા માટે આપને અહીં બોલાવ્યા છે.
કુશળરામ—વાહા ઘણુંજ સારૂ. વર પણ ઠીક છે.
સુદામા—( ગોરને ) પણ મહારાજ હું તો તેમ કરવાનોજ નથી કારણકે આપણા બ્રાહ્મણથી વાણિયાની કન્યા પરણાય?
કુશળરામ—ભાઇ તે બાબત તમે કશી ચિંતા રાખશો નહીં, કારણકે આ ઠેકાણે વર્ણભેદ છેજ નહીં. માટે કાંઈ હરકત નથી.
સુદામા—ઠીક છે ત્યારે. કારણ કે સુદામાપુરી તો અહીંથી બહુજ છેટે છે તેમ વળી આપણા જેવો જાતીભેદ વાળો જણાતો નથી માટે કોણ જાણે છે? કેમ મહારાજ ઠીક ના?
કુશળરામ—હા મહારાજ, તમારી વાત બરાબર છે. ( શેઠને ) શેઠજી, લગ્ન કયા માસમાં કરવાં ધાર્યાં છે?
નગરશેઠ—ગોરમહારાજ સારો દિવશ શોધી આપે ત્યારે.
કુશળરામ—ત્યારે તો કાલનો દિવશ બહુજ સારો છે માટે કાલેજ લગ્ન કરીશું, પણ તમે બધો સામાન તઇયાર રાખજો.
નગરશેઠ—મહારાજ, બધો સામાન તઇયારજ છે.
કુશળરામ—ત્યારેતો બહુ સારુ, હું હવે રજા લઇશ ને કાલે આવીશ

નગરશેઠ—પધારો મહારાજ પણ કાલે વેળાસર આવજો.
કુશળરામ—બહુ સારૂ ભાઇ. ( ગોર જાય છે ).
નગરશેઠ—( સુદામાને ) મહારાજ રસોઇ તઈયાર થઈ હશે, માટે ચાલો જમી લઇયે. ( બધા જાયછે ).

---

## प्रवेश ८ मो.

## સ્થળ. લગ્નમંડપ.

મેનાં, સુદામા, નગરશેઠ, શેઠાણી, કુશળરામ, હરપ્રસાદ, દેવાનંદ અને લાડુભટ વિગેરે નગ્રના લોકો.

( વરકન્યાને શાસ્ત્રનીતિ પ્રમાણે સજ કરીને માંહ્યરાની અંદર લાવ્યા ને જુવંતીઓ લગ્નની વખતનાં સુવાક્ય ગીત ગાઈ રહીછે નગ્રના સર્વ લોક જોવા મળેલા છે, બ્રાહ્મણો વેદોચ્ચાર કરી રહ્યા છે. મંડપ ઘણોજ સુંદર રચેલો, તેની રચનાનો વિસ્તાર કરતાં ચૌદ ભુવનની જે શોભા ઈંદ્રાપુરીની પણ આ આગળ સેહેલ છે).

કુશળરામ—

## श्लोक.

कन्या ने वर जीवजो अति अती आनंद उल्लासथी॥
आ संसार विकार पार मळवा देजो प्रभू सूमती॥१॥
माया गूण सुगूण ने शूभ निती प्रीती सदा पास रहो॥
जे जे जे जय जे सदा सूख थजो कुर्यात्सदा मंगळं॥२॥

વરકન્યા સાવધાન, છેડાછેડી સાવધાન, સહકુટુંબ સાવધાન

પળ પંદરનો સમય.

હરપ્રસાદ—

## श्लोक.

सामे सन्मुख बोलीयाजन बधा आवी मळयाएकठा॥
हेतेथी हित इच्छता द्वीजवरो आशीश दे सामटा॥१॥
याचुं हुं जगनाथ तात प्रभुने सुखी थजो दंपती॥
पामी संतति संपति सुख अती कुर्यात्सदा मंगळं॥२॥

વરકન્યા સાવધાન, છેડાછેડી સાવધાન. પળ દસનો સમય.

દેવાનંદ—

## श्लोक.

सूदामा ऋषिराजजी परणिया हेते करी आज तो॥
वीप्रो छे बहु बारणे खुशी थता आनंद तो छाजतो॥१॥
आपुं आशिरवाद आज अहियां सूखी थजो दंपती॥
रिद्धी सिद्धी वधो अतिघणि अहीं कुर्यात्सदा मंगळं॥२॥

વરકન્યા સાવધાન, છેડાછેડી સાવધાન. પળ પાંચનો સમય.

લાડુભટ—

## श्लोक.

गोळे गोळ मटोळ मोदक मळे सूखी सदा हुं रहुं॥
आपुं आशिरवाद आज तमने भूखे मुखें हुं कहुं॥१॥
माटे रे जन विप्र आवि अहियां मागो तमे लाडवा॥

આપે હેતથી લાડવા ઘૃતભર્યા કુર્યાત્સદા મંગળં॥૨॥

વરકન્યા સાવધાન, છેડાછેડી સાવધાન, સહકુટુંબ સાવધાન, વિપ્રજન સાવધાન.

(મંગળાષ્ટક ભણી રહ્યા બાદ હસ્તમેળાપ કરાવી શાસ્ત્રનિતી પ્રમાણે ક્રિયા કરી સૌ વિદાય થાય છે).

---

પ્રવેશ ૯ મો.

## સ્થળ સુદામાનું ઘર.

સુદામાં, મેનાં, સુરશા, ગોવિંદરામ.

પીતાંમ્બર ને ઝવેરદાસ.

મેનાં--સ્વામિનાથ, તમ હવે નહાવાને ઉઠો તો હું પણ નહાઈને રસોઈ કરવા માંડું.

સુદામા—પ્રિયા હું હમણાં નહાઊંછું.

મેનાં--બહુ સારૂ પ્રાણનાથ, પણ છોકરાં બિચારાં ભુખ્યાં છે તેથી હવે ઉતાવળથી નહાઓ તો સારૂ.

સુરશા—બા મને ભુખ લાગી છે.

મેનાં--હમણાં હું નહાઇને રાંધુંછું બેટા!

ગોવિંદરામ--બા મને ખાવા આપને!

સુદામા--બેટા, હમણાં આલે છે. (સ્ત્રીને) પ્રિયા, ઉનું પાણી લાવ, ચાલ જલદી નહાઇ લઊં.

પીતાંબર—બાપા ઝટ પુજા કરોને, મને બહુ ભુખ લાગી છે.

સુદામો--બેટા હું નહાઇને પુજા કરૂં છું. ( મેનાં પાણી લાવે છે

તેથી નહાઇને પુજા કરી અને બધાં ખાઇને નિરાંતે બેઠાંછે એટલામાં બહારથી શોર આવે છે કે)

ઝવેરદાસ--( બહારથી ) એ કાકા બહાર આવજો.

સુદામા—-એ કોણ ઝવેરદાસ? ભાઇ શું છે?

ઝવેરદાસ--હા કાકા, હુંછું, અને તમે ઝટ અહીં આવોને એકવાર-

સુદામા—( સ્વગત ) આ સાળો વળી આટલી બૂમો શાની પાડે છે ચાલ જોઉંતો ખરો. (પ્રકાશ ) અલ્યા ઉભો રહે આવું છું. (બહાર જાય) કહે ભાઇ શુંછે, આટલા ઘાંટા શાના પાડતો હશે?

ઝવેરદાસ--પેલી તમારી પાડોશણ મરી ગઇ તેથી ચાલો.

સુદામા--અરે વળી કઇ પાડોષણ મરી ગઇ?

ઝવેરદાસ--પેલા બિચારા કસ્તુરશાની વહુ.

સુદામા--હેં ! આતે શું બોલેછો! તે બિચારી મરી ગઇ? હરહર

ઝવેરદાસ--ચાલો તમને તેડવા સારૂજ આવ્યો છું.

સુદામા--હા ભાઇ ચાલો. ( જાય છે )

---

## પ્રવેશ ૧૦ મો.

## સ્થળ સ્મશાન ભુમી.

સુદામા, કસ્તુરશા, ઝવેરદાસ, કાળીદાસ;

વીગેરે લોક.

(સ્મશાંનમાં મુડદું છોડયુ ત્યારે તેનું માથું તેનો પતી ( કસ્તુરશા ) ખોળામાં લેઇ નીચે પ્રમાણે શોક કરે છે).

કસ્તુરશા—અહોહોઃ પ્રભુ! તારા આગળ કોઈનું ચાલતું નથી. હે જગદીશ! હવે મારે તારોજ આશરો છે. હર હર! ( મોં સામું

જોઇ ) અહો પ્રિયા, તારી આ શી દશા થઈ? હે હરી!

## લલિત છંદ.

અરર હાયરે શુંઅરે થશે?
પ્રિય વિના નહીં, દીન તો જશે;
પ્રિય પ્રિયે પ્રિયા, થાય શું અરે?
સુશિલ હે પ્રિયા, શું કરૂં ખરે? ૧
નકિ મરૂં હવે, તુજ સાથરે,
મરણ તો થશે, ઝાલ હાથરે;
કદિ કદી કદી, જો નહીં મરૂં,
નગરલોક છે. આંધળું ખરૂં. ૨
જુલમથી ખરે મારશે મને,
કથન શું કહું, હાલ તો તને?
પ્રભુ કરો હવે, સ્હાય આજરે,
દહન ના કરો, શીર તાજરે. ૩

( પછી ચીતા ખડકાઈ રેહેવાથી સ્ત્રીનું માથુ ખોળામાં લેઈ કસ્તુરશા બળવા બેસે છે અને પછી લોકો અગ્નિ મુકેછે તે જોઇને).

સુદામા—અરે ઝવેરદાસ?

ઝવેરદાસ—શું કહો છો મહારાજ?

સુદામા—અરે આ કસ્તુરશા તે કેવા બેવકુફ કે પોતાની સ્ત્રીની સાથે પોતે બળી મરે છે.

ઝવેરદાસ—ભાઈ અહીંતો એવો ચાલજ છે.

સુદામા—વળી એવો તે ચાલ હતો હશે? આતો બહુ અનર્થ છે.

કાળીદાસ—મહારાજ તમે ખાલી જક શા સારૂ કરો છો, અહીંતો

એવો ચાલજ છે કે કોઇપણ સ્ત્રી મરી જાય તો તેનો જે પુરૂષ હોય તે તેની સાથે બળેજ.

સુદામા—આ ચાલ તો ત્યારે બહુજ ખોટો છે.

કાળીદાસ—ગમતો સારો છે ખોટો, પણ અહીંનો જે હોયતે ખરો.

સુદામા—પણ ભાઇયો, વખત છે ને કોઇ પુરૂષ ન બળે તો તેનું તમ શી રીતે કરોછો ભલા?

કાળીદાસ—લોકો હશે કે ગમ તેમ થાય પણ ધારો તોડવો નહીં, માટે તેને બાંધીને અહીં લાવીએ અને તે જો પોતાની મેળે ન બળે તો જોર જુલમથી પણ બાળીએ.

સુદામા—(સ્વગત) ઓ હરી! આ લુચ્ચા લોકોને હેરાન કરશે, જો વખત છેને મારી સ્ત્રી મરી જશે તો મારે પણ બળવુંજ પડશે. (પ્રકાશ) હરી હરી! (મુડદું બળી જાય છે.)

## પ્રવેશ ૧૧ મો.

## સ્થળ. સુદામાનું ઘર.

મેનાં, સુદામા, કરમચંદ અને રાયચંદ.

મેનાં—સ્વામિનાથ, અહીંથી તમ ગયા ત્યારથી મને તો બહુજ ઝાડો અને ઉલટી થઇ હવે અતીશે તાવ આવ્યો છે.

રામચંદ—બાપા માલી માને ટો બહુ ટાવ આવોછે.

કરમચંદ—હા ભાઈ, બાને તો કેટલી બધી ઉલટી થઈ હતી?

સુદામા—બેટા તમ જરા પણ ફીકર હાખશો નહીં, હું હમણાંજ વૈદ્યને તેડી લાવું છું.

કરમચંદ—ત્યારે તો બહુ સારૂં બાપા.

સુદામા--હા બેટા, તમે બે બાઈ તમારી બાની ખબર રાખજો
હું વૈદ્યને તેડી આવું. (જાય છે.)
મેનાં--અરેરે, પેટમાં બહુ ચુંક આવે છે. રે મારા બાપા ઓ!
ઓ! (આકરે)
કરમચંદ—બા, તું કશી ફિકર રાખીશ નહીં, કારણકે મારા બાપા
વૈદ્યને તેડવા ગયા છે તે હમણાં આવશે.
મેનાં--બહુ સારૂ બાઈ.
કરમચંદ--હા બા તું કશી ચિંતા કરીશ નહીં તેતો આવતા હશે?
મેનાં--ત્યારે તો બહુ સારૂ થાય. (સુઈ રહે છે).

---

## પ્રવેશ ૧૨ મો.

## સ્થળ વઈદનુ ઘર.

સુદામા, પ્રભાશંકર અને ગંગાબાઇ.

સુદામા--(બહારથી ઘાંટો કાઢી) ઘરમાં કોઇ છે કે?
ગંગાબાઇ--(પ્રભાશંકરને) સ્વામીનાથ બહારથી કોઇ. શોર પાડતું
હોય એમ જણાય છે.
પ્રભાશંકર--પ્રિયા જા જલદી કમાડ ઉઘાડ અને જો કોણછે?
ગંગાબાઇ—ઉઘાડીને જોઊંછું પ્રાણનાથ, (જાયછે)
સુદમ.--(વઇદને) મહારાજ નમસ્કાર.
પ્રભાશંકર—પધારો મહારાજ.
સુદામા—વઇદરાજ મારે આપનું એક કામ પડ્યુંછે.
પ્રભાશંકર—જે કામ હોય તે સુખેથી કહો મહારાજ,
સુદામા—મારા ઘરમાં ઘણોજ મંદવાડ છે માટે.

પ્રભાશંકર—તે શું દવા કરવી છે? તો ભલે તેને અહીંયાં લાવો.

સુદામા—મહારાજ તેતો ખાટલામાંથી ઉઠી પણ શકતી નથી માટે આપ જરા ત્યાં પધારો તો ઠીક.

પ્રભાશંકર—ઠીક છે ત્યારે તેમ કરીશું. હું ત્યાં આવું તો ખરો પણ તે બાબત મને તમે શું આપશો?

સુદામા—મહારાજ ચાલો તો ખરા તમને રાજી કરીશું. જુઓ એક રૂપીયો ફેરાનો અને પછી દવાનું જે થશે તે તથા ત મારી મેહેનતના બદલામાં તમે કહો તે.

પ્રભાશંકર—ના તેમ તો નહીં બને; ફેરાના રૂપિયા ત્રણ લેઇશ.

સુદામા—(ગરીબાઇથી) મહારાજ મારા ગરીબનું તે ગજું નહીં.

પ્રભાશંકર—તો પછી તમારી ખુશી. પણ હશે. તમે બ્રાહ્મણ છો તેથી એક રૂપિયો ઓછો આપજો પછી કાંઇ?

સુદામા—ઠીક છે મહારાજ પણ આપ હવે વેળાસર પધારો તો ઘણું સારૂં.

પ્રભાશંકર—હા ચાલો મારે કયાં વાર છે? મહારાજ તમને બ્રાહ્મણ જાણીનેજ જવા દઊંછું નહીં તો ત્રણમાં પોણાત્રણ કોઇના લેતો નથી.

સુદામા—હા મહારાજ આપે મારા ઉપર ઘણી કૃપા કરી.

પ્રભાશંકર—ચાલો હવે ઝટ હીંડો.

સુદામા—હા ચાલો, હું હાજરજ છું, (જાય છે)



## પ્રવેશ ૧૩ મો.

## સ્થળ. સુદામાનું ઘર.

સુદામા, પ્રભાશંકર, મેંનાં, કરમચંદ, ઉમેદચંદ,
કપુરચંદ કેસરશા, અને વિદુઃષક.

પ્રભાશંકર—(નાડ જોઇને) મહારાજ આ બાઇને તો બહુ મરડો થયો છે.

સુદામા—બરાબર છે મહારાજ કારણકે તેને અત્યાર સુધી અંધઓક ચાલ્યો છે.

પ્રભાશંકર—(એક પડીકું આપી) જુઓ આ પડીકું દુધમાં નાંખીને બાઇને પાઇ દેશો એટલે ઝાડો તુર્ત બંધ થઇ જશે. પછી તમે મારી પાસે આવશો એટલે હું તમને તાવની દવા આપીશ તે તેને ખવરાવજો.

સુદામા—બહુ સારૂં મહારાજ આપે આજે બહુ તસ્દી લીધીછે.

### લાવણી.

( હે સદ્ગ્રહસ્થો અવધપુરના ) એ રાગ.

મહારાજા તમો ભલે પધાર્યા,
ખુશી અતિ થઉંછું હું આજ;
દયા ધરી આ વાર તમે તો,
પધાર્યા વિપ્રનું કરવા કાજ. ૧
દયાળુ છો આપ અતી પ્રભુ,
એમ નકી જાણું મન સાથ;

મેહેર કરી મુજપર બહુ તેથી,
રાજી તમપર શ્રી જગનાથ. ૨

પ્રભાશંકર—મહારાજ હું હવે રજા લઉંછું. અને તમો દવા લેવા સારૂ ઘર આગળ ઝટ પધારજો.

સુદામા—હા પધારો મહારાજ હું હમણાં આવીશ. (જાય છે)

મનાં– (આકરે) ઓ મરી ગઇ રે બાપલીયા અરેરે! (સુદામાને) સ્વામિનાથ હવે આપણો સંબંધ તુટયો

સુદામા—અરે પ્રિયા તું આમ કેમ બોલે છે? (બોલતી નથી તેથી) અરે તું કેમ બોલતી નથી (રોગ કરતાં મરી જાય છે તેથી) અહો ,પ્રભુ હવે મારી શીગતી થશે? હે પ્રભુ તને આમજ કરવું સારૂ લાગ્યું? હર હર! (રૂએ છે.)

## લલિત છંદ

અરર ઓ પ્રિયા, કયાં ગઈ અરે,
પતિ અતી અહીં, રોય છે ખરે;
અરર ઓ પ્રભૂ, ઝાલ હાથ રે,
મરણ તો થશે, પ્યારિ સાથ.રે. ૧
પ્રભુ પ્રભુ પ્રભૂ, હે હરે હરે,
મન વિષે પ્રભૂ કષ્ટ થાય રે;
પતિ પતી .પતી, સ્હાય થા હરી,
તુજ તણી પ્રભુ, વીનતી કરી. ૨

હે પ્રભુ હવે મારી શીગતી થશે? જો તું સ્હાય કરીશ તો જ હું બચવાનો નહીં તો મારો એકે ઉપાય નથી પ્રભૂ તેં જે ધારી હોય તે ખરી. હરહર! ( કરમચંદને આકરે ) અ-

હ્યા કરમચંદ?

કરમચંદ--(પાસે આવી) હાં બાપા શું કહોછો?

સુદામા--બેટા જો હવે તારી મા મરી ગઇ છે માટે તારા મા મા વિગેરેને તેડી આવ્ય ભાઇ (આકરે રૂવે.છે) ઓ હુ-હુ-હુ!

કરમચંદ—(વિસ્મયતાથી) હેં બાપા આતે તમે શું કહોછો? ખરે મારી બા મરી ગઈ? (રૂવે છે) ઓ મારી બારે હુ-હુ-હુ!

સુદામા—બેટા જા હવે તું જલદી લોકોને તેડી આવ્ય.

કરમચંદ—આ જઉં બાપા. (જાય છે)

સુદામા--હે પ્રભુ!

## અનજારાની લાવણી

આવી મરવા વખત નઠારી, મિત્ર લે તું મને ઉગારી. ટેક)
દશા હવે મારી શી થાશે, અણુચોંતવ્યો પ્રાણજ જાશે;
બાળે જુલ્મ કરીને ભારી, મિત્ર લે તું મને ઉગારી. આ૦
જોર જુલ્મ કરી લઇ જાશે, લોક હાલ દોડ્યા આવશે;
દુ:ખ દેશે અતીશે ભારી, મિત્ર લે તું મને ઉગારી. આ૦
આજ ઉગારજે ભાઇ તુંય, નહીં તો મરી જાઉં હુંય;
પ્રભુ સ્હાય કરો આ વારી, મિત્ર લે તું મને ઉગારી. આ૦

અરે પ્રભુ! હવે મારી શી ગતી થશે! હમણાં લોકો આવી પોહોચશે માટે ચાલ હવે હું જલદી સંતાઈ જાઉં. ( સંતાઇ જાય છે.)

ઉમેદચંદ—( આવી ) અલ્યા કરમચંદ, તારા બાપ ક્યાં છે?

કરમચંદ—શી ખબર, મને તો ખબર નથી કે તે ક્યાં છે.

ઉમેદચંદ--( લોકોને ) અલ્યા સુદામા તો નાશી ગયો કે શી ખબર ક્યાં સંતાઇ પેઠોછે? માટે તેને જ્યાં હોય ત્યાંથી ગોતી કાઢો.

કપુરચંદ--અલ્યા તે ક્યાં નાશી ગયો?

ઉમેદચંદ--ચાલો ચાલો ઝટ શોધી કાઢીએ.

કપુરચંદ—ત્યારે હીંડો જલદી ગોતીએ, ચાલો. ( સુદામાને શોધી બહાર લાવી ) ક્યાં સંતાણાતા?

સુદામા—અરે મરી ગયોરે મારા બાપલિયા! ( આકરે ) હુ, હુ, હું! (રૂએ છે)

વિદુ:ષક--મરી શેને ગયો છે! ( લોકોને ) અલ્યા આને બાંધો નહીંતો ક્યાંક નાશી જશે.

સુદામા--અરે મ્હેરબાનો, મને બાંધશો નહીં! હું તમારી સાથેજ આવુ છું.

કેસરશા--ચાલો ત્યારે થાઓ આગળ. (લોકોને) ચાલો ભાઇએ હું એનો હાથ ઝાલી લઊંછું માટે ચાલો. (જાય છે.)



## प्रवेश १४ मो.

## સ્થળ સ્મશાન.

કપુરચંદ, ઉમેદચંદ, કેસરશા, સુદામા,
વિદુ:ષક વિગેરે લોકો.

કપુરચંદ--અલ્યા ઉમેદચંદ, લાવો લાકડાં જલદી.

ઉમેદચંદ—હા ચાલો ચીતા ખડકીયે. પણ કેસરશા! આ મહારાજને

બિલકુલ ખસવા દેશો નહીં હો !
કેસરશા—એતો મને કાંઈ કહેવું નહીં પડે.
ઉમેદચંદ—ત્યારે અમે નિરાંતે ખડકાયે છીએ.
કેસરશા—બહુ સારૂં ભાઇ તમે જરા પણ ચીંતા રાખશો નહીં હું આને છોડવાનો નથી. (ખડકાઈ રહ્યા પછી)
ઉમેદચંદ—કપુરચંદ? હવે ચીતાતો તૈયાર થઈ ગઇ માટે કેસરશાને કહો કે સુદામાને અહીં લાવો.
કપુરચંદ—બહુ સારૂં હું બોલાવુંછું (આકરે કેસરસાને) ભાઇ ચાલો પેલા મહારાજને હવે અહીં લાવો.
કેસરશા—એ લાવુંછું ભાઈ (સુદામાને ચીતા પાસે લેઇ જઇ) પધારો મહારાજ હવે ચીતા ઉપર.
સુદામા—અરે ભાઈઓ મારી જરા તો દયા લાવો.
કેસરશા—ચાલ ચાલ દયા વાળા, ડોળ મેલીને ચાલ જલદી.
સુદામા—મેનાવતી માતા નીર ભર્યારે થારા નેણુમેં. (એરાગ)
મુજ સ્નેહી મીત્રો જાવાદો ને મુને આજતો. ટેક.
કેસરશા—હે મિત્ર અમારા જાવા નહીં દઇએ જીવતો. ટેક
સુદામા—સ્ત્રીના મરણુથી દુઃખી થઈ બહુ તેમાં નહી સંદેહ;
મને મારવાને માટે તમો શીદ દીઓછો છેહરે. મુ૦
કેસરશા—છેહ નથી દેતા ભાઇ તુજને ગામ ચાલજે છેજ
તે અગથી તોડાય નહીં તું શીદને મુજને કેજરે. હે૦
સુદામા—કેસરશા ભાઇ શીદ હરોછો બ્રહ્મહત્યાનું પાપ
તેમ જાણીને આજે કહું છું દયાળુછો અતી આપરે. મુ૦
કેસરશા—શા માટે તું કાલા વાલા કરેછે હે મહારાજ;
તું અહીંથા જવા નહીં પામે ધાર નક્કી મન આજરે. હે૦

સુદામા – મીત્ર મારા અતી દયાળુ થઇ શીદ કરો આ કામ?
વણીક જાણી આજે કહુંછું કરગરી હું આગરે. મુ૦
કેસરશા—શાને સારૂ કરેછે વીનતી વળવાનું નહીં કાંઇ
નહીં જવા દઇએ આ ઘડીએ જીવ જશે તુજ આંઇરે. હે૦
સુદામા—(નમન કરી)અરે મીત્રો આ વખતે મને છોડો મને બાળી નાંખશો તેમાં તમારા હાથમાં શું આવશે?
કપુરચંદ—હે ભાઇ તું શા માટે પશ્ચાતાપ કરેછે, અહીંથી તું જીવતો જવાનો નથીજ એમ તું નકી ધારજે માટે ખાલી શોચ શા સારૂ કરવો જોઇએ?
સુદામા—(સ્વગત)અરે પ્રભુ હવે શું થશે? જો અગ્નીમાં બળીશું તો ફોલ્લા ઉપડશે તેથી કરી પાણી નીકળશે અને બહુ દુઃખ પામી પામીને મરી જઇશ અને વળી સ્ત્રીની સાથે બળવામાં ઘણોજ દોષ છે માટે એમ નહીં કરતાં દરીઆમાં પડીને મરીજવું એ ઘણું સારૂ છે માટે ચાલ તેમજ કરૂં. (પ્રકાશ કેસરશાને ) જુઓ ભાઇ હું બળવાને માટે તો તઈયાર છું પણ મારી એક વિનતી સાંભળશો?
ઉમેદચંદ--કહે ભાઇ તું શું કહે છે?
સુદામા--જુઓ ભાઈઓ, હું એકવાર હવે છેલ્લા છેલ્લો નહાઈ આવું ત્યાં સુધી તમે અહીંયાં ઉભા રહો એટલે નહાઇ આવીને પછી હું બળીશ માટે મને મેહેરબાની કરી નહાવા સારૂ એક વાર છોડો.
વિદુ:ષક--પણ ભાઈઓ, વિચાર કરીને છોડજો કારણ કે એતો મારા જેવા લાડુભટ ઠર્યા માટે વખત છેને નાશી પણ જાય માટે—

ઉમેદચંદ—આપણે આટલા બધા ઉબાછીએ ને નાશીને કયાં જશે?
સુદામા—ના ભાઇ ના, હું નહીં નાસું, મને એક વાર નહાવા માટે જવાદે.!
ઉમેદચંદ—જા ત્યારે નહાઈને ઝટ આવ
સુદામા—બહુ સારૂ મારા શુભેચ્છુ મિત્રો. હું નહાઇને જલદી પાછો આવુંછું તમે કશી ફિકર રાખશો નહીં.
કપુરચંદ—જાઓ જાઓ મહારાજ! નહાઇને ઝટ આવો.
સુદામા—અરે હું તો એક તડાકામાં આવુંછું. ( રસ્તે જતાં દરીઆ કીનારે.

## લલિત છંદ.

અરરર મિત્રરે સ્હાય થા મને,
કરગરી કહૂ આજરે તને;
દિલ વિષે ધરી કષ્ટ કાપરે,
વિનતિ આટલી ઊર થાપરે. ૧
ઊર ધરીશ તો આજ મીત્રરે,
મરણમાંથીરે ઊગરે ખરે;
અહિ હવે મને સ્હાય થાયરે;
અરરર દુઃખથી જીવ જાયરે. ૨
મદદ મિત્રને ભાઇરે કરો,
વલવલું અતી દીલમાં ધરો;
દુખ બહૂ પડે હાય હાયરે,
અતિ હવે મને કષ્ટ થાયરે. ૩

જય જગદીશ! હરહર પ્રભુ! (ભુસકો માર્યો.)

## પ્રવેશ ૧૯ મો.

## સ્થળ. ચીતા ખડકેલી જગ્યા.

કેસરશા, કપુરચંદ, ઉમેદચંદ વિદુઃષક વિગેરે.

કેસરશા--(બીજા બધા બેઠા છે ત્યાં કેસરશા આવીને કપુરચંદનો હાથ ઝાલીને કહેછે ).

### રાગ વાણુઝારો.

સુદામાજી ચાલીગા કપુરચંદરે (૨)
તે પેઠા સાગરની માંહ્ય બધા મતીમંદરે
તેને આપણે ગોતીએ કપુરચંદરે (૨)
પકડીને બાળો તેને આંહ્ય બધા મતી મંદરે.
ધારો આપણો તુટશે કપુરચંદરે (૨)
જો લાવો ન તેને આંહ્ય બધા મતી મંદરે.
ચાલોને જલદી આપણે કપુરચંદરે (૨)
(પછી) શે.ધરું તો ન જડશે ક્યાંય બધા મતી મંદરે.

ઉમેદચંદ--અરે એતો હમણાં આવશે ભુશકો માર્યો હશે તે કાંઇ મરવા?

કપુરચંદ--હા ઉમેદચંદ નું કહેવું બરાબર છે. એને તરતા આવડતું હશે ત્યારેજ ભુશકો માર્યો હશે અને આપણુ આટલા બધા બેઠા છીએ તે નાસશે તે ક્યાં?

વિદુઃષક--અલ્યા એતો બીજે ઠેકાણેથી નીકળી ગામ તરફ અગીઆરા ગણુશે તો લોકો આપણી મસ્કરી કરશે માટે જલદી ચાલો હજી બહાર નહીં નીકળ્યો હોય કેમ કેસરશા?

કેસરશા—હા એટલીવારમાં તે કયાં નાસશે? હમણાં પાધરોજ ભુસકો માર્યો છે.

વિદુઃષક—હા ત્યારે ચાલો કારણકે હજુ તો પાણીમાંથી ઉપર પણ નહીં આવ્યો હોય. માટે ચાલો. (જાય છે.)



## प्रवेश १६ मो.

## સ્થળ દરીયા કિનારો.

કેસરશા, કપુરચંદ. ઉમદચંદ અને
વિદુઃશક વીગેરે લોકો

કપુરચંદ.—(બધા આવી દરીઆકીનારે થોડીવાર ઉભા રહી જુએ છે,) અલ્યા એતો આટલામાં કયાંય દેખાતો નથી.

વિદુઃષક——જાજા! હમણાંજ પડયો છે માટે ઉપર આવ્યો હશે.

કેસરશા—અરે એતો કયાંય મરી ગયો હશે હીંડોને આપણે મુડદું બાળીને ઝટ જતા રહીએ.

### રાગ વણઝારો.

વિદુઃષક—મારૂં કહ્યું નવ માનીયું તેવાર રે (૨)
માટે તોડાને ધારો આંહ્ય કહું નીરધારરે.
તમો સર્વે ભુલીયા તે વારરે (૨)
તે જડવાનો નહીં કયાંય કહું નીરધારરે.

માટે એતો તમારૂં ડહાપણ જાણ્યુ? મેં કહ્યું કે તેને જવા

દેશો નહીં તેણતાં પણ જવા દીધો તો આજ ધારો તોડો.

ઉમેદચંદ—હા ભાઈ હા, તારૂં કહેવું બરાબર હતું પણ એમ ન માન્યું તો ગુનેગારી કરી પણ ભાઇ તું આ વાત ગામમાં કોઇને કહીશ નહીં હો!

વિદુ:ષક—એતો જે થશે તે ઠીક થશે પણ ચાલો પેલું મુડદું બાળી દેઇએ.

ઉમેદચંદ—હા ભાઈ, ચાલો. ( બધા જાયછે )

—o—

## પ્રવેશ ૧૭ મો.

## સ્થળ. નદી.

સુદામા અને કૃષ્ણ.

( સુદામાને દરીઆમાં ભુસકો મારતાંજ તેને કૃષ્ણે નદીમાં ખેચી લીધો હતો તે બે ઘડી પછી ડોકું બહાર કાઢી)—

સુદામા—( કૃષ્ણને કાંઠે ઉભેલા જોઇને ) નમસ્કાર મિત્ર!

કૃષ્ણ—નમસ્કાર પ્રિય મિત્ર, નમસ્કાર પણ જુઓ તમે પાછળ રહ્યા ને હું આગળ નીકળ્યો માટે લ્યો તાળી મિત્રો

સુદામા—તાળી શાની ને વાત શાની! એ વાતને તો ઘણાં ઘણાં વર્ષ થઇ ગયાં!

કૃષ્ણ—અરે સુદામા, આટલીબધી ગાંડાઈ! શાનાં વરસ થયાં ભાઈ!

સુદામા—મહારાજ જો તમો ખરૂં ન કહો તો મારા સમા સાચે

સાચું કહો કે તમે અહીંયાં કયારના આવ્યા છો?

ક્રષ્ણ—અરે મિત્ર! આપણે બંને હમણાંજ આવ્યા છીએને!
ચાલો ચાલો ઝટ, રસોઇ થંડી થઇ જશે.

સુદામા—મિત્ર! સમ ખવરાવ્યાં તોપણ મશ્કરી કે?

ક્રષ્ણ—હું મશ્કરી નથી કરતો; ભાઇ! પેહેરો લૂગડાં અને ઝટ ઘેર ચાલો, કારણ કે રસોઇ થંડી થતી હશે.

સુદામા—આતે તમ શું કહો છો!

## બનજારાની લાવણી.

મિત્ર આશું બોલેછે તુંય, સુણી આશ્ચર્ય પામું હુંય. (ટેક)
પરણ્યો બેટની અંદર નાર, તેમાં ગુણ અતીશે સાર;
તે સાંભળ ભાઈ તુંય, સુણી આશ્ચર્ય પામું હુંય. મિ૦
તેને પાંચ થયા ત્યાં પુત્ર, શોભા પામ્યું અતી ઘરસુત્ર;
તે નારીનું થયું મૃત્યુય. સુણી આશ્ચર્ય પામું હુંય. મિ૦
શી અત્યાર સુધી રસોઇ, કરે આજ માહારી બદબોઈ;
કરે મશ્કરી ઝાઝી તુંય, સુણી આશ્ચર્ય પામું હુંય. મિ૦

ક્રષ્ણ— (જંગલ વસાવ્યું જોગીએ) એ રાગ.

મીત્ર આતે તમે શું કહો, શાનો બેટ ને નારજી;
થયા ગાંડા કેમ આટલા, મિત્ર મારા આ વારજી.
દીર્ઘ વીચારો ભાઇ તમા.
શાની નારી શાનાં છોકરાં, તે કહો ભાઈ આજજી;
ચાલો જલદીથી ઘેર ને, પેહેરો લૂગડાં આજજી.
દીર્ઘ વીચારો ભાઇ તમ.
થંડી રસોઇ થઇ જશે, મિત્ર જાણજે તુંયજી;

ઝાઝું કહું શું તુજને, આજે તો તને હું પજી;
દીર્ઘ વીચારો ભાઇ તમો.
ખોટું કશું નવ ધારશો, ધરો વિશ્વાસ આજજી;
વિચાર કર્યા વિણ બોલીયા, તમ હે મહારાજજી.
દીર્ઘ વીચારો ભાઇ તમો.

સુદામા—હું શું ખોટું કહું છું? હું જે કહું છું તે બધી વાત ખરીજ છે એમ ધારજો.

કૃષ્ણ—બેસો બેસો છાનામાના.

સુદામા.—ચાલો ત્યારે ઝટ ઘેર, ચાલો ઉતાવળા.

કૃષ્ણ—હીંડો ત્યારે હજુ સુધી તો શી ખબર રસોઈ થતી હશે એટલામાં તમ તો કહો છો કે હું તો બાઈડી પરણ્યો તેને પાંચ તો છોકરાં થયાં વીગેરે આતે તમે શું કહોછો હેં ઝટ જોઇએ.

(જાયછે.)

---

## પ્રવેશ ૧૮ મો.

## સ્થળ. સુદામાનું ઘર.

સુદામા. કૃષ્ણ અને રૂષિપત્ની.

રૂષિપત્ની—( સુદામા અને કૃષ્ણને આવતા જોઈ )

### ગિતી.

પધારો શ્રી જગનાથ ઉરમાં હર્ષિત થાઉં નકી આજ;

આપ કૃપાળુ આજે બીરાજો આસનપર મહારાજ.

કૃષ્ણ—( એ જણ આસન ઉપર બેઠા પછી રસોઈ જોઇને સુદામાને ) મહારાજ અહીંનો હજુ નવટાંક દોઢ નવટાંકની બાકી છે.

ઋષિપત્નિ—અરે મહારાજ! એતો હું હમણાં કરી નાંખું છું, આપને માટે તો થાળ તઇયાર છે.

કૃષ્ણ—અરે બેન અમ તે વાત નથી કરતા.

સુદામા—(કૃષ્ણને) અરે મિત્ર તમે તે આ શું કહોછો!

કૃષ્ણ—ત્યારે તમ નજરે જુઓને.

સુદામા—( જોઇને સ્વગત ) અહો પ્રભુ આ શું? ( પ્રકાશ )

## ઊતી.

આતે શું કહેવાય તે મુજથી સમજાય નહીં જરીએ;
કારણ તેજ બતાવો કામ મિત્રનું ભાઈ નકિ કરીએ.

કૃષ્ણ—મહારાજ જુઓ હવે ખરે ખરૂં કહું છું કે? આપ જે સ્ત્રી પરણ્યા, છોકરાં થયાં વિગેરે તમે જે સંસાર માંડયો તે બધું મારી લીલાથીજ. કેમ હવે સમજ્યા?

સુદામા—(હર્ષથી) અહો કૃષ્ણ! તારી લીલા મેં જોઇ!

( રજપુત બીજ નથી ગયું રે ) એ રાગની.

કહું છું હું સત્યજ વાત મેં નકી તારી લીલા જોઈરે;
જાણે થયો અતી ઉતપાત મેં નકી તારી લીલા જોઇરે.
મેં કહ્યું કે આજ બતાવ મેં નકી તારી લીલા જોઇરે;
જેથી લર્ગો અતીશય લાવ મેં નકી તારી લીલા જોઇરે.

લીલા બતાવનારો તુંય મેં નકી તારી લીલા જોઇરે;
અતી મંદમતી છું હુંય મેં નકી તારી લીલા જોઇરે.
લાગ્યો આવી વેળા તું સાર મેં નકી તારી લીલા જોઇરે;
તેં કીધો મુને ઉપકાર મેં નકી તારી લીલા જોઇરે.
સ્વપ્નામાં પણ જોવી નથીજ મેં નકી તારી લીલા જોઇરે;
મને શિક્ષા મળી આજથીજ મેં નકી તારી લીલા જોઇરે.

(પગે લાગીને) અહો શ્રી જગતના પ્રભુ! હું આપની લીલાનાં તે શાં વખાણ કરૂં! કંઇ કીધાની વાત નહીં! પણ મહારાજ, આપની લીલા હવે કદી સ્વપ્નામાં પણ બતાવશો નહીં.

કૃષ્ણ—બહુ સારૂ મિત્ર, પરંતુ તેં આજ તો જોઇ કે નહીં?
સુદામા—હા મહારાજ, પણ હવે કદી બતાવશો નહીં.
કૃષ્ણ—તારી ખુશી મિત્ર.
ઋષિપત્નિ—(સુદામાને) અહો પ્રિય સ્વામીનાથ, આપ કાંઈ લીલા લીલા કરી રહ્યા છો તેથી મને એમ લાગે છે કે કાંઈ આશ્ચર્યની વાત છે.

## ગિતી

પ્રાણ પતિ મુજ પ્યારા તમ કરોછો નવાઈનીવાત,
એવું લાગે મુજ ને તે જાણવા ને આતુર મુજ જાત;

સુદામા—અરે પ્રિયા, આશ્ચર્યતાની તે શી વાત કહું!

## લાવણી.

(ચલો ચલો કરો તઈયારી.) એરાગ.

અમો ચાલ્યા અહીંથી આજ નહાવા કાજે ( ૨ )
રસ્તે મેં કીધું આમ મિત્રને આજે,
લોક કરે અતીશે વાત લીલાની તારી. ( ૨ )
જાણું હું મનની માંહ્ય લીલા તુજ ભારી;
તે બતાવવાની વાત મેંજ તો કીધી. ( ૨ )
તે જોવા માટે આજ હઠ બહુ લીધી.
તે બતાવી મુજને ત્યાં હરીએ લીલા તો ( ૨ )
તે લીલા તણી શી કરી શકું હું વાતો.

અરે પ્રિયા! અમે બે નદીમાં સાથે નહાવા સારૂ ૫-ડ્યા ત્યાંથી હું તો દરીઆમાં જતો રહ્યો ત્યાંથી એક બેટમાં ગયો ત્યાં તો વળી લોકોમાં ગ્નાતીનો બીલકુલ ભેદ નહોતો બ્રાહ્મણ અને બધી વર્ણ સરખીજ હતી માટે હું તો ત્યાં એક વાણીઆની કન્યા પરણ્યો હતો તે બાબતમાં તું શોક કરીશ નહીં પ્રિયા કારણકે– ( આંખમાં આંસુ આવેછે )

ઋષિપત્નિ--**બોધવજીના સંદેસાનો રાગ.**

અહો પિયુ તમો શોચ ન કરશો મન જરા. ટેક.
ઋગણ લીલાથી ભમીયું આપનું મનજો,
પ્રભુ લીલાની એવી અકલિત વાત છે;]
ધારો નકી આપના મનમાં આજજો. અહો૦

પણ સ્વામીનાથ, પછી આપનું શું થયું?

સુદામા--પ્રિયા, તે અત્યારે કહેવામાં કાંઇપણ માલ નથી માટે કોઇ વખત આપણે જ્યારે ખુશીમાં બેઠાં હઈશું ત્યારે કહીશ.

ઋષિપત્નિ—બહુ સારૂ પ્રાણનાથ, આપની મરજીમાં આવે ત્યારે

કેહેજો.

સુદામા—હા પ્રિયા, તેમજ કરવું, કારણકે અત્યારે તો તે બાકી પુરી ન થાય.

કૃષ્ણ– ત્યારે મહારાજ પધારજો હું હવે રજા લઇશ.

સુદામા– અહો મહારાજ! આપે મને આપનો બહુજ આભારી કીધો છે તેનો બદલો હું શી રીતે વાળીશ શકીશ?

કૃષ્ણ—એમાં ઉપકાર શાનો મિત્ર? પણ હવે હું રજા લેઇશ.

( કૃષ્ણ જાયછે તેને સુદામા ને ઋષિપત્નિ વળાવા જાય છે.)

---

# विनंती.

( ગજાનંદ દુંદાલા મેરા વિઘ્ન કરો સબ દુર ) એ રાગ.

પામી આજ હર્ષ અતી, અમા ખેલીયા ખેલ આ વાર. ટેક.

આટલી વિનતી ઉરમાં ધરશો, દઈને ચીત લગાર. પા૦

તારણ કરતા ઈશ્વરની છે લીલા અગાધ અપાર. પા૦

મિત્રો એ જાણ્યું નથી તમારૂં, અગમાં દોષ અપાર. પા૦

બાલ જનોની અલ્પ મતી છે, જાણો સહુ નીરધાર. પા૦

માફ કરો જે દોષ અમારા, મેહેર ધરી આ વાર. પા૦

છે મુજમાં અકલ જરા નહીં ને રચ્યો ગ્રંથ આ વાર. પા૦

ઇશ્વર જે છે જગત કર્તા, સેવા કરો નીરધાર. પા૦

તેની ભક્તિ કરો ટેક રાખીએ છે કૃપાળુ અપાર. પા૦
પુર્વે સુદામા અરપીને મન, સેવા કરતો અપાર પા૦
તેથી તેને માન્યો પોતાનો, પ્રાણ નક્કી તે વાર, પા૦
સેવા કર્યાનું છે નહીં કારણ, એમ ન માનો લગાર. પા૦
ભક્તિ પ્રભુની કરશે જે જન, શંકા ટળે નીરધાર. પા૦
માટે પ્રભુની સેવા કરજો, એમ કહું આ વાર. પા૦
અમો હવે સ્વસ્થાને જઇએ, કરો દૂર દોષ અપાર. પા૦
પાટણવાસી દોલત કહેછે, સર્વેને મુજ નમસ્કાર. પા૦



# आश्रय पत्र.

| નકલ. | નામ. |
|---|---|
| | **પાટણ.** |
| ૫૦ | રા. રા. ત્રવાડી. ઉત્તમરામ વિ૦ પ્રાણસુખરામ વૈદ્ય. |
| ૩૦ | રા. રા. સરૈયા અંબાલાલ નહાનચંદ. |
| ૧૫ | રા. રા. આચાર્ય ગણપતલાલ ગંગારામ. |
| ૧૦ | રા. રા. આચાર્ય મણીશંકર હરીશંકર કારકુન. |
| ૫ | રા. રા. જાની કીરપાશંકર પ્રભાશંકર વકીલ. |
| ૫ | રા. રા. આચાર્ય મહાસુખરામ કીરપારામ. |
| ૪ | રા. રા. વ્યાસ નથુરામ ગંગારામ. |
| ૨ | રા. રા. પંડ્યા ચુનીલાલ મોતીરામ. |
| ૪૦ | રા. રા. મથુરાંલાલ વિ. માણેકલાલ અધ્યારૂ. |
| ૫ | રા. રા. મથુરાંલાલ વિ. માણેકલાલ અધ્યારૂ. |
| ૫ | રા રા. પરી. કેશવલાલ છગનલાલ. |
| ૫ | રા. રા. પરીખ મુગટલાલ રણછોડદાસ. |
| ૧ | રા. રા. નાગરદાસ ભાઈચંદ આ૦ માસ્તર. |
| ૧ | રા. રા. જાની આણંદરામ વિ. ત્રીકમરામ. |
| ૩ | રા. રા. મણીશંકર વિ. નથુશંકર ઇનામદાર. |
| ૧ | રા. રા. છોટમલાલ બલાખીદાસ. |
| ૧ | રા. રા. પરીખ દ્વારકાંદાસ જેઠાભાઈ. |
| ૧ | રા. રા. શા નાહાલચંદ બેહેચર. |

૧ રા. રા. વ્રજલાલ છગનલાલ આ૦ માસ્તર.
૧ રા. રા. દરજી સાંકળા ઘેલાચંદ.
૧૦ રા. રા. આચાર્ય મણીશંકર વિ. દુર્ગાશંકર.
૧ રા. રા. હરગોવિંદ દોલતરામ.
૧ રા. રા. ચુનીલાલ સવાઈચંદ.
૨ રા. રા. વિઠલરામ પુરુષોત્તમ.
૧ રા. રા. પંડ્યા મોહનલાલ ભીખારામ વૈદ્ય.
૧ રા. રા. આચાર્ય નંદરામ વિ. લક્ષ્મિશંકર કારકુન.
૧ રા. રા. ત્રવાડી નાનાલાલ નરશીલાલ
૧ રા. રા. વ્યાસ હર્ષીલાલ વિ. રણછોડલાલ.
૧ રા. રા. જાની હરીશંકર ઝુમખરામ હેડમાસ્તર શા. નં. ૨
૧ રા. રા. પરીખ ગોવરધનદાસ વલભરામ.
૧ રા. રા. પરીખ મંછારામ ગોવિંદરામ.
૧ રા. રા. ત્રીવેદી મયારામ પુરૂષોતમ.
૧ રા. રા. ત્રીવેદી જેઠાલાલ કુબેરજી.
૧ રા. રા. ત્રીવેદી જેશંકર મનસુખરામ.
૧ રા. રા. ફતેહરામજી ઉમેદરામજી.
૧ રા. રા. સોની કુબેરદાસ બેહેચરદાસ.
૧ રા. રા. વિદ્યાર્થી જીવાચંદ મગનચંદ.
૧ રા. રા. આચાર્ય ત્રીકમલાલ બળવંત.
૧ રા. રા. મગનલાલ હરીચંદ ફોજદારી વકીલ.
૧ રા. રા. વ્યાસ મણીશંકર વિઠલરામ.
૧ રા. રા. આચાર્ય મથુરાંલાલ મગનલાલ.
૧ રા. રા. પટેલ ભીખાચંદ બાળચંદ.

૧ રા. રા. ભવાડી નાનાલાલ ગોવિંદરામ.
૧ રા. રા. જાની લીલાશંકર રામશંકર.
૧ રા રા. વ્યાસ ચુનીલાલ હરગોવનદાસ.
૧ રા. રા. મેહેતા મનસુખરામ પ્રજારામ.
૧ રા. રા. સોની કુબેર બહેચર.
૧ રા. રા. સોની નરોતમદાસ નારણદાસ.
૧ રા. રા. જાની ભાઈશંકર ત્રીકમરામ.
૧ રા. રા. વોહોરા પુનમચંદ તારાચંદ તજવીજદાર.
૧ રા. રા. ઓઝા રામશકર રણછોડ.
૧ રા. રા. મેહેતા રામરાય વિ૰ નંદરામ.
૧ રા. રા. વહાલચંદ નહાલચદ.
૧ રા. રા. મેહેતા મોતીરામ દુધારામ.
૧ રા. રા. બાનીશંકર હરીશંકર.
૧ રા. રા. દામોદરદાસ મોતીરામ ઉર્દુ શા. આ. માસ્તર.
૧ રા. રા. આદીતરામ વિ૰ મહીપતરામ.
૧ રા. રા. ચંપકરાય મોતીરામ,
૧ રા. રા. હીરાલાલ બાલારામ.
૧ રા. રા. જાની રામશંકર પ્રાણશંકર.
૩ રા. રા. જાની બાલાશંકર પ્રાણશંકર.
૧ રા. રા. સોની કુબેર મગન.
૧ રા. રા. સોની કુબેર દયારામ.
૧ રા. રા. જાની બાલાશંકર પ્રાણશંકર.
૧ રા. રા. ભોગીલાલ મનસુખરામ અંધારૂ.
૧ રા. રા. માધવરાય વિષ્ણુરાય મજમુનદાર.

૧ રા. રા. માધાજી લાલજી.
૧ રા. રા. રામશંકર નહાલુભાઇ ત્રીવેદી.
૧ રા. રા. રાવળ ગીરધરલાલ હીંમતલાલ.
૧ રા. રા. જેશંકર મુળચંદ.
૧ રા. રા. જીવાશંકર રેવાશંકર મેહેતા.
૧ રા. રા. અંબાલાલ નહાલચંદ જાની.
૧ રા. રા. નથુશંકર નાગરદાસ જાની.
૧ રા. રા. બાલાશંકર દેવશંકર.
૧ રા. રા. મગનલાલ બરકતરામજી.
૧ રા. રા. મણીશંકર પ્રાણશંકર.
૧ રા. રા. અમરતલાલ ગોપાળજી.
૧ રા. રા. પ્રેમશંકર વિ૦ ગંગારામ.
૧ રા. રા. દવે ગણપતરામ લલુરામ.
૧ રા. રા. સુથાર સીવા અમીચંદ
૧ રા. રા. દવે હરીલાલ પ્રભારામ.
૧ રા. રા. પરીખ હિંમતલાલ ઉજમરામ.
૧ રા. રા. વિદ્યાશંકર કરૂણાશંકર. વકીલ
૧ રા. રા. માણેકલાલ વિ. મગનલાલ આચાર્ય.
૧ રા. રા. કોકણી હુસાબા ગોવિંદ.

## હારીજ.

૧ રા. રા. કુપારામજી સાલીંગરાગરામજી મેહેતા.
૧ રા. રા. જેસવંત ધોંડદેવ અવલકારકુન.

## રાધનપુર.

૧ રા. રા. ભોગીલાલ વિ. બાલારામજી.

૧ રા. રા. હીરાલાલ વિ. દુધારામજી.
૧ રા. રા. વાડીલાલ ત્રીકમરામજી.
૧ રા, રા. વૈકુંઠરામ વિ વિઠલરામજી.
૧ રા. રા. જમાદાર ગોદડ મહંમદ.
૧ રા. રા. મીયાં ગુલમહંમદ.

## વાગડોદ.

૧ રા. રા. સુરચંદ પાનાચંદ.

## દમાવાડા.

૫ રા. રા. દામોદર હરીભાઇ અરીણુઇજારદાર.

## ઉંઝા.

૧ રા. રા. બળદેવ નથુ ઊંઝા કસ્બાકારકુન.

## ગોઝારીઆ.

૧ રા. રા. કીશોરભાઇ ભાઇબાભાઇ અમીન.
૧ રા. રા. મુળાભાઇ સુરજમલ અમીન.
૧ રા. રા. છગનલાલ નરભેરામ આ૦ માસ્તર.
૧ રા. રા. પંડ્યા ઇશ્વરલાલ ઉમેદરામ લી૦ આ૦ માસ્તર.
૧ રા. રા. પુરૂષોત્તમ મુળજીભાઇ અમીન કારકુન

## વડોદરા.

૧ રા રા કહાનદાસ કસીયાભાઇ અમીન સીરસ્તેદાર
૨ રા. રા શંકર. બલ્લાજી.

